શ્રીકૃષ્ણ પરમાત્મા પ્રત્યેની

# રાધા પ્રેમ ભક્તિ

## નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિત વર્ધક" નાટક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર

રાવલ ત્રંબકલાલ દેવશંકર,

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલેક.

આવૃતિ પહેલી, પ્રત એક હજાર.



"ધી નેશનલ" પ્રેસ,—કરાંચી.

સંવત ૧૯૬૬. સને ૧૯૧૦.

કિંમત રૂ. ૦-૨-૦

# પાત્રોનાં નામ.

સુત્રધાર, નટી—નાટ્યકાર સ્ત્રી પુરૂષ.
શ્રીકૃષ્ણ—[illegible] ભગવાનના પુર્ણ અંશાવતાર.
બળદેવ—શ્રીકૃષ્ણના બંધુ.
નંદરાય—શ્રી કૃષ્ણના પાળક પિતા.
જશોદાજી—નંદરાયજીની સ્ત્રી.
કંસ—દાનવ પ્રતિ.
ઉગ્રસેન—કંસના પિતા.
શિશુપાળ—કંસનો મિત્ર.
વસુદેવ—દેવકીના પતિ, અને શ્રીકૃષ્ણના પિતા.
દેવકી—વસુદેવનાં પત્નિ, અને કંસના બ્હેન.
ઉદ્ધવજી તથા અક્રુરજી—પ્રભુ ભકત યાદવ.
ભીમકસેન—રૂક્ષમણીના પિતા, અને કુંદનપુરિના રાજા.
રૂખમઇયો—રૂક્ષમણીનો ભાઈ.
રાણી—ભીમકસેનની સ્ત્રી.
રૂક્ષમણી—લક્ષ્મીજીનો અવતાર.
નારદ—દેવ મુની.
દુર્વાસા—મહાન તપધારી રૂષિ.
સુદામા—દરિદ્ર બ્રાહ્મણ, કૃષ્ણ પરમાત્માનો મિત્ર.
સરસ્વતી—તેનાં પત્નિ.
સાંદિપ રૂષિ—શ્રીકૃષ્ણના વિદ્યા ગુરૂ.
સુશિલા—સાંદીપ રૂષિની સ્ત્રી.
રાધા—ગોકુળનાં ગોપી, ભકિતની મુર્તી.
લલિતા—પ્રેમઘેલી ગોપી.
પ્રીયંવદા, સત્યભામા, જાંબુવંતી—શ્રીકૃષ્ણની પટરાણીઓ.

બ્રહ્મા, ઇંદ્ર, ગોપ, ગોપી, જાદવ, ધોબી, મલ, માવત, રાક્ષસ બ્રાહ્મણ, પ્રતિહાર, છોકરા, દાસ, દાસી વિગેરે વિગેરે.

# શ્રીરાધા પ્રેમભક્તિ નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

સુત્રધાર તથા નટીની ઇશ્વરસ્તુતી સાથે નાટય પ્રયોગ સંબંધી વાતચીત.

**પ્ર. ૧ માં**—ગોકુળમાં યમુનાજીના કીનારાપર તથા દુર્વાસા રૂષીના આશ્રમ પાસે શ્રીકૃષ્ણ તથા ગોપગણોનું ગાયો તથા વાછરડાંને ચરાવવા આવવું. બ્રહ્માનું પ્રગટ થઈ શ્રીકૃષ્ણ પ્રભુના અવતારનો નીશ્ચય કરવા વાછરડાનું ચોરીજવું દુર્વાસારૂષીને જમાડવા ગોપીયોનું થાલ લઈ આવવું. શ્રીયમુનાજીએ શ્રીકૃષ્ણ બાલ બ્રહ્મચારી અને દુર્વાસારૂષી સદા અપવાસીછે એવું ગોપીયોને સીધ કરી આપવું.

**પ્ર. ૨ માં**—શ્રીકૃષ્ણનો નાશ કરવા કંસનું ગોકુળમાં આવવું. નારદ મુનીની નારદકલા. કંસે ગોકુલ ગામના છોકરાંને પથર પર પછાડતાં અગ્નીનું પ્રગટ થવું ભયથી કંસનું ભાગવું. શ્રીકૃષ્ણનું પ્રગટ થવું ગોપ ગોપીયોનો આનંદ.

**પ્ર. ૩ માં**—રાધા લલીતા અને ભદ્રાનો કાત્યાયની વ્રત કરી યમુનાજીને કીનારે શ્રીકૃષ્ણને મલવાનો વીચાર.

**પ્ર. ૪ માં**—નારદજીએ રાક્ષસનો ઘાટ ઘડવાની યુકતી કરવી. સુદામાને નારદજીનો બોધ, સુદામાની શ્રીકૃષ્ણ ભકતીમ. અડગ વ્રતી.

**પ્ર. ૫માં**—યમુનાજીના કીનારે ગોપીયોનાં વસ્ત્ર લઇ શ્રીકૃષ્ણનુ કદમ ઉપર ચડી જવું ગોપીયોની વાનવણી. શ્રીકૃષ્ણને ગોપીયોને બોધ. ગોપીયોએ રાસ રમવા વચન માગવું શ્રીકૃષ્ણે શરદપુનમની રાત્રીએ રાસ રમાડવા વચન આપ્યું

પ્ર. ૬ માં—નંદરાયજીએ ઈંદ્રની ઉજાણી કરવાની મસલત કરવી. કૃષ્ણે ગોવરધન પર્વતનો ઉત્સવ કરવા કહેવું. નારદજીએ આવી શ્રીકૃષ્ણના મતને અનુસરી ગોવરધન ગીરીરાયની જય બોલાવી જવું.

પ્ર. ૭ માં—રાધાસાથે ગોપીયોનું મહી વેચવા નીકલવું. શ્રીકૃષ્ણે મહીનાં દાણની માગણી કરવી. અને પ્રેમભકિતમાં તદલીન થએલી રાધાએ શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કરી ત્રપ્ત થઇ જુદા પડવું.

પ્ર. ૮ માં—લલીતાનું બંસીનાદ ઉપર મરવું. રષભની નીષ્ઠુરતા. લલીતાનો મોક્ષ.

પ્ર. ૯ માં—રાધાનું શ્રીકૃષ્ણ સાથે રૂસણું.

## અંક બીજો.

પ્ર. ૧ માં—ઈંદ્રના કોપથી બારે મેઘનું મુશલધારથી વરસવું. ગોવરધન પર્વત શ્રીકૃષ્ણે ટચલી આંગલીએ તોલવો. ઈંદ્રનું પગે પડવું. શ્રીકૃષ્ણની ગોપ ગોપીઓએ કરેલી સ્તુતી.

પ્ર. ૨ માં—કંસે શ્રીકૃષ્ણને મારી નાખવા માટે બોલાવવા અક્રુરજીને ગોકુલ મોકલવા. અક્રુરજી ત્થા ઉધવજીનો ઉપદેશ કંસ ત્થા શિશુપાલની ક્રુરતા.

પ્ર. ૩ માં—મધુવનમાં શરદપુર્ણીમાની રાત્રીએ રમાએલો રાસ શ્રીકૃષ્ણ ત્થા ગોપીયો રમેછે.

પ્ર. ૪ માં—દેવદતે શ્રીકૃષ્ણના દર્શન કરવા જતાં સુદામાની કરેલી મશ્કરી.

પ્ર. ૫ માં—અક્રુરજીનું નંદરાય ત્થા જશોદાજી પાસે શ્રીકૃષ્ણ ત્થા બલદેવને મથુરાં લઇ જવા આવવું. રાધાનો જુદા પડતી વખતનો વિલાપ.

પ્ર. ૬ માં—મથુરામાં કંસનો દરબાર કોલીઆર હાથી ત્થા ચાણુર મલને મારી શ્રીકૃષ્નનું કંસ પાસે આવવું. કંસ ત્થા શ્રી કૃષ્નનું દારૂણ યુધ્ધ. કંસનું કપાવું. પુષ્પની વ્રષ્ટી સાથે દુંદભીનાં અવાજ થવા.

પ્ર. ૭ માં—રૂક્ષ્મણીની યોવનાવસ્થા ત્યાં પ્રેમઘેલી રાધાનું શ્રીકૃષ્ણને શોધવા આવવું. રૂક્ષ્મણીને શ્રીકૃષ્ણ સાથે વરાવવા તેના માતપીતાની વાત ચીત. રૂખમઇયાની વિરૂધતા. રૂક્ષ્મણીએ દ્વારીકાં શ્રીકૃષ્ણ ઉપર સહાયતા માટે પત્ર લખી બ્રાહ્મણને મોકલવો.

પ્ર. ૮ માં—શ્રીકૃષ્ણ ત્થા સુદામાનું લાકડાં વીણવા જંગલમા આવવું. રાક્ષસને મારી સુદામા સાથે પર્ણકુટી તરફ પાછું ફરવું.

પ્ર. ૯ માં—સાંદીપ રૂષીના આશ્રમમાંથી જુદા પડતા સુદામાનો પ્રેમ. શ્રીકૃષ્ણની મીત્ર તરફથી લાગણી. શ્રીકૃષ્ણે ગુરૂ દક્ષણામાં પાતાળમાંથી ગુરૂના પુત્રનું લાવી આપવું. પાતાલનો સીન.

## અંક ત્રીજો.

પ્ર. ૧ માં—સુદામાની દરિદ્રતા. સરસ્વતીના આગ્રહથી સુદામાનું દ્વારીકા જવું.

પ્ર. ૨ માં—શ્રીકૃષ્ણ ભગવાનનુ ભુવન. કુંદનપુરીથી રૂક્ષ્મણીનો પત્ર લઇ બ્રાહ્મણનું આવવું. રૂક્ષ્મણીનો પત્ર વાંચી કુંદન પુરી જવાની તઇયારી કરવી.

**પ્ર. ૩ માં**—શ્રીકૃષ્ણે અંબીકાના મંદીર પાસેથી રૂક્ષ્મણીનું હરણ કરવું. રૂખમઇયાનું આડા પડવું. શ્રીકૃષ્ણે તેને મારવાં જતાં રૂક્ષ્મણીએ જીવતદાન અપાવી રૂખમઇઆનું રથના પઇડા સાથે બંધાવું.

**પ્ર, ૪ માં**—પ્રેમ ભકતીમાં અંધ બનેલી રાધાને શ્રીકૃષ્ણનો મેળાપ. ત્થા તેનો ઉધ્ધાર.

**પ્ર. ૫ માં**—સુદામા ત્થા જાદવની વાતચીત. સુદામાની શ્રીકૃષ્ણ તરફ દ્રઢ ભાવના.

**પ્ર. ૬ માં**—દ્વારીકામાં શ્રીકૃષ્ણ ભગવાનને પોતાના મીત્ર સુદામાના સમાચાર મળતાં ઉઘાડે પગે દોડવું. સુદામાનું શરમાવું. શ્રીકૃષ્ણે તાંદુલની ભેટ જમતાં ઇંદ્રનો વઇભવ સુદામાને ઘેર કરી આપવો. સુદામાની દરીદ્રાવસ્થામાં શ્રીકૃષ્ણ તરફથી કાંઇ ન મળતાં મનનું લથડવું પછી સુદામાની દ્રઢતા સાથે શ્રીકૃષ્ણથી ગદગદ કંઠે જુદું પડવું.

**પ્ર. ૭ માં**—નારદજીએ સુદામાની કસોટી કરવી.

**પ્ર. ૮ માં**—સુદામાની ઝુંપડીની જગ્યાએ મનોહર મહેલનો વઇભવ જોઇ સુદામાનું ભયભીત થવું. સરસ્વતીએ સુદામાને મહેલમાં લઇ જવા આગ્રહ કરવો. સુદામાનો ભ્રમ. શ્રીકૃષ્ણનું પ્રગટ થઇ સાક્ષી આપી સુદામાને સત્ય કરી બતાવવું. જ્યાં ભકતી રૂક્ષ્મણી સત્યભામાનું પ્રગટ થવુ, સુદામાની ભકતીથી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણે ચત્રભુજ સ્વરૂપે દર્શન આપવું. બાદ ઇશ્વરસ્તુતી સાથે પ્રયોગનું પુર્ણ થવું.



श्री गणेशायनमः

# શ્રીરાધા પ્રેમભકિત નાટકનાં ગાયનો.

(૧)

## ઈશ્વર સ્તુતી.

સુત્રધાર, નટી બાળાઓ. } શ્રીપતિ સુખ્ખી પતિશ, રીધ્ધિ સીધ્ધિના અધીશ
અભય આશિષ શીસ, દયો દયા નીધી તમે
કાપી કુવિકાર કલેશ, મંગલ કરો મહેશ
વિઘ્નને હરિ હમેશ, સહાય આપજો સમે.—

(૨)

બાળાઓ—કૃષ્ણ કુશળ કળવાળા, કારિગર કેશવ દીન દયાળા,
કૃપા નિધાન—
વિશ્વ રૂપી આ વેલડી, સુંદર વિસ્તારી વિમળ વિશાળા.
ૠતુવત આવે રમણીક જેને, ફળ ફુલ કેરા ફાલા—કૃપા૦
મારૂં મારૂં કહી માનવી મરેછે, પંખી મુકે નહીં માળા,
માયાની છાયામાં જગતને છાયું, તાણુંઅછે તારા તારા
કૃપા નિધાન.—

(૩)

ગોપગણો—આ કાન કાલા ગોકળીયું પાવન કરીયું છેલા નંદના
અવતરીયા વિહલ ગોપાલા, નાનડીયા નટવર લાલારે—
મોરલીધર માથા લટકાળા નમું અબીલાજી હરિ ઓગાળા.

(૪)

ગોપીયો—સહુ ચાલો સહીયર સ્યાણી, ગીત ગાઇ મધુરી વાણી
ઈશ્વર આગળ ભોજન ધરવા, દર્શન કરી દુખડા દુર કરવા
કાન કુંવર મહીના દાણી..................સહુ૦

( ૫ )

ગોપ ગોપીઓ—જય જગ વંદન જશુમતિ નંદન,
અસુર નિકંદન અઘહારી
વિશ્વ વિહારી શ્રી બ્રહ્મચારી, અજ અવિકારી નગધારી,
નાથ નિરંજન ભવ ભય ભંજન, મુની મન રંજન જયકારી,
સુરગણુ સ્વામી અંતરયામી, અકળ અકામી બલીહારી,
કૃષ્ણ—નિર્મળ તમારો નેહ જોઇ, પ્રસન્ન થયું ચીત પ્રેમદા,
આશિષ આપું ઉરથી, સંગે રહો દીન સર્વદા.

( ૬ )

નારદજી—મનુષ્ય દેહ દુર્લભ ગણો, ભજવાને ભગવાન,
કામ, ક્રોધ, મદ મોહ તજી, ગાતું હરિનું ગાન,
હરિભજ હરિભજ તજી આશા—
જગત તણા જુઠા છે પાસા...આ...આ...આ...આ
ફોગટ ફાંફાં મારે તું, તું માને મારૂં તેરૂં,
જપીલે જીભે જગદીશ્વર તું............હરિ૦

( ૭ )

કૃષ્ણ—ભક્તોની ભીડ ભાંગવા, યુગે ધરૂં અવતાર,
બની દાસ નીજ દાસનો, ઉતારૂં ભવપાર.

( ૮ )

ગોપ, ગોપી—આવ્યો આવ્યો રે, કાનો કરહણીયો,
દાઝયો દાઝયો રે મારો દહમનીઓ,
ભાગ્યો હામે મોઢે વયો જ્યારે—આવ્યો
એ બરાડા પાડતો ને સોક્રા પસાડતો,
તેને કાને કર્યો ત્રાહ ત્રાહરે—આવ્યો

હવે મોજ મઝા માણહું દુધ ઘેહ ફાડહું,
બોલો કાના કેરી વાય વાયરે—આવ્યો

( ૯ )

રાધા—પ્યારી પ્યારી લાગે તારી વાંસળી મધુરી વ્હાલી શી,
પ્રેમની પીડા અંગમાં વ્યાપી, મનહર મુર્તી ચીતમાં સ્થાપી,
મોહયું મન મોહનમાં, કપટ ભર્યો કાનો છે,
ગોપ ગોપીની વચ્ચે છેલ છોગાળો છાનો છે,
વિશ્વ વિશ્વે વિશ્વંભર કૃષ્ણ દેવ દાનો છે,
ઘેલી રાધા વિયોગીને કાનો મન માન્યો છે.

( ૧૦ )

રાધા—કાનુડો ન આણે દયા દીલ, કામણ કરી તલસાવેરે,
બંસી બજાવી વ્હાલે લગની લગાવી લાલે,
હેતે બતાવી હર્યું ચીત..................કામણ૦
જાદુ ભરી દ્રષ્ટી મારી ઘેલી બનાવી ભારી,
વિરહે દુ:ખી હું થાઉં નીત્ય...........કામણ૦

( ૧૧ )

નારદજી—અસાર આ સંસાર માંહે, સાર સ્થાણા કંઇ નહીં,
ચાર દીવસની છે ચાંદની, જેમાં કૃષ્ણ વિના કાંઈ નહીં!
હું ને મારૂં એશાને સારૂં સાચું નામછે શ્યામનું,
જન્મ્યો જ્યારે આ જગતમાં, ત્યારે કરવિષે હતું કંઇ નહીં
ગામ નામને ધામ તારૂં, ધન યૌવન શા કામનું,
આવ્યો જેમ તું તેમ જવાનો, અંતે તારૂં કંઇ નહીં,
સતસંગતમાં સુખ સાચું, કાચું કલેવર નામનું
નામ નીરંજન નાથનું, એ વિણ સાથે કંઇ નહીં.

( ૧૨ )

સુદામો—ભજન કરૂં ભાવે રૂડું, કૃષ્ણ કૃષ્ણ નામ,
જેનું બેસે નહી દામ, એવું કૃષ્ણ કેરૂં નામ
સ્વારથીયાં સહુ આ સંસારી, સ્વારથનાં સહુ કામ
એક કામછે કૃષ્ણ નામનુંજી, બીજી તજી બાજી બધી
ભજું ઘન સ્યામ..............................હે૦
દીનોનાથ છે દાની દયાળુ, અંતરનો આરામ
અધમ ઉધારણ ભવજલ તારણજી, જ્યાં જોઉં ત્યાં
છે તારૂં વસવાનું ઠામ..................કૃષ્ણ૦

( ૧૩ )

ગોપીયો—કરીયે વ્રત કાત્યાયની સાહેલીરે,
ધરીયે હરિનું ધ્યાન, શ્રીનટવર નીરખીયે,
જળ જમુનામાં ઝીલીયે સાહેલીરે
કરીએ પ્રભુરસ પાન, શ્રી નટવર નીરખીયે
પાવન ચીત ચીંન્તામણી સાહેલીરે,
કલપ્યા સારે કામ, શ્રી નટવર નીરખીયે,
કૃષ્ણ પુરે સહુ કામના સાહેલીરે
ટાળે વિધ્ન તમામ, શ્રી નટવર નીરખીયે

( ૧૪ )

કૃષ્ણ ગોપીયો—સુખદ શર્દ પુનમ આવશે સારીરે,
ત્યારે કામના પુરીશ હું તમારી
ધીરજ ધારી ઘેર જાઓ વ્રજનારીરે,
રમશું રાસને વિલાસ પ્રીયકારી
છેલ છબીલા, રંગે રસીલા, કામણ ગારાછો કાનકાળા

આંશાને તાંતણે તનડા બંધાણાં, પાળજો વચન વેણવાળા— સુખદ
અંતરયામી હરીસહુના સ્વામી, છો દીલના દીપક દયાળા,
આત્મા પરમાત્મા અજાણ્યું નથી કાંઇ, લોભાવીછે લટકાળા.

( ૧૫ )

નારદજી—ગાને ગોવિંદ ગુણ ગાન મનવા,
ફરિ ફરિ અવસર મળે નહીં આવો,
કરી લેને પ્રભુરસ પાન મનવા..................ગાને૦
માયાને કાયા આ જુઠીછે તારી,
મુકી દે મમતા ને માન મનવા..................ગાને૦
માથે મુરખા મરણ ભમેછે,
કહ્યું ધરીલે કાંઇ કાન મનવા..................ગાને૦

(૧૬)

નારદજી—રટ કૃષ્ણ કૃષ્ણ ઘનસ્યામ,
વ્રજચંદ સદાનંદ તણા ફંદ સુખધામ...........રટ૦
માટીની માયા, માટીની કાયા, માટીના ખેલ બનાયા,
આખર માટીમાં છે માટી, માટીમાં શીદ ભરમાયા જપ નામ

( ૧૭ )

ગોપીઓ—મીઠડું મારૂં કોઇ ગોરસ લ્યો, સ્વાદે છે સારૂં કોઇ ગોરસ-
સ્વાદ ન એનો શંકર જાણે, નારદ શારદ ગુણ શેષ વખાણે,
હર અજ અભિલાષ આણે..............મીઠડું૦
કોઇ માણીગર સુખ તેનું માણે, કોઇ જોગીજન લેછે લ્હાણે
જેણે ચાખ્યું હોય તે જાણે...............મીઠડું૦

( ૧૮ )

**રાધા તથા કૃષ્ણ—**

જાવ જાવરે ન સતાવો શરમાવો શાને જાઓ દાણ નથી આપતી,
રસઘેલા, મનમેલા અલબેલા, છેલા જાઓ દાણ નથી આપતી,
માનો માનો માનોજી માનો, દાણ લીધા વિણ નહી જાવા દે કાનો,
રાધા રસીલી અંતર વસીલી મદ મુકી ઘેલી હઠ છોડો નવેલી.—માનો૦

( ૧૯ )

**રાધા તથા કૃષ્ણ—**

જાઓ જીવન વનમાળી, તજી શરમાળી રાધાને આજ—સાહેબા૦
કામણ કરીને કાળજ કોર્યા, કેશવ કરૂણા કરી,
દેજો દર્શન ફરી હાથ ઝાલ્યો નાથ તે નીભાવજો હેતે હરી,
પુર્ણીમાની રજનીએ સહુ મળજો સંઘાત—સાહેબા૦

( ૨૦ )

**લલીતા—**વાગી વાગી વાગીરે બિણા વાગી
જ્ઞાન ગગનમાં આનંદ ધુન લાગી—વાગી૦
શબ્દ નાદ સ્વાદમાં અધીર થઇછુ
શ્યામ રંગ રાગમાં અભંગ રહીછુ
અળગોને વળગો રહેછે એ કાન
મનનાં મોતીડાં હરે છે શ્યામ—વાગી૦

( ૨૧ )

**રાધા તથા દાસીઓ—**

એ શામળીયાજીરે સખી પ્રેમના પંથે દોરી
પાતળીયા ચીતડું લીધુ ચોરી,
ગોપુર ગોકુળને કરી વશ પ્રેમી વ્રજનાર,

કાલીંદીને કાંઠડે, વહાલો કરે વિહાર,
ગાયો ગોવિંદ નીત ચારતોજીરે મહીડાં લુંટે ન. ધાક ધારતોજીરે
દર્શનથી દુખડાં ટળે, મળે મોક્ષનું ધામ
અવલોકી આંખો ઠરે સુખકર સુંદર સ્યામ—
નચાવે નટવર આંખડીરે અલી—(૨)
પાપણ પંકજની પાંખડી અણીયાળી વીંધે છે પળમાં છાતડીરે
ચાખડીયે ચડતા પડ્યા અમને આવ્યું હાસ્ય,
ઉડી નાઠા કુંજમાં, શોધતી ફરૂં આવાસ,
કોઇરે બતાવો હઇયાનો હીરલો નાઠો છે નણદીનો વીર,
વારી વારી બલીહારી હું કાનને—શામળીયા૦

( ૨૨ )

રાધા કૃષ્ણ—ન બોલું વહાલા રહો દુર અલબેલડા,
રીસ કરો પરી માનો વાલી જરી,
ધુતારાના ઢંગ જાણ્યા ફંદ જદુનંદ અલબેલડા—
વાતે વહાલી તું રીસાયે શુ કામ,
જાઓ જુઠા બોલા કપટી કાળા છો કાન,
ઘનસ્યામ તનસ્યામ મનસ્યામ રસ ઘેલડા—

---

## અંક બીજો.

( ૨૩ )

ગોપગણ! ગોપીઓ—
કાન કાળોરે કાન કાળો, ગુણ સાગર નાગર નંદલાલો—
એને માથે મુગટ છે રૂપાળો, એ તો મનહર મોરલી વાળો—

એનું પીળું પીતાંબર પટકો, એતો કામણનો કારમો કટકો
એતો બહુરૂપી ને બહુ નામી, મન માન્યો છે અંતરયામી–

( ૨૪ )

ગોપ ગોપીયો—

વાહ મદન મોહન મોરલીધર માધવ મુકુંદ
કમળ નયન કમળા કાન્ત કેશવ કૃષ્ણ ચંદ્ર
પુરણ પ્રગટયા બ્રહ્મ પરમ પુરૂષોત્તમ
જય આનંદકંદ વિભુ છો વિશ્વવંદ
વંદ્રાવન ચંદ ગીરીધર ગોવિંદ, ભુપતિ બ્રહ્માંડ કોટી માર્તંડ નમો–વાહ

( ૨૫ )

ઉદ્ધવજી—શીદ ધરે ઉરે અભિમાન જીવડા જાવું મરી,
મુક મોહ મમતાને, માન મુરખડા ગાને હરિ,
કર્ણ દુશાશન દુર્યોધન નૃપ, ગયા મસાણે ઠરીરે...હાં...હાં
ધામ ધરાધન સુત ને દારા, તજી જાને તું તરીરે...હાં...હાં

( ૨૬ )

ગોપીયો—ક્યાં કામણ ગારો કાનો, મન માન્યો મોહન મારો
છુપાણો છે કયાં છાનો વ્હાલો, વશીકરણી વીણા વાળો
અલબેલા તેં આશા આપી, રાસ રમાડયા કેરી
પડદે રહી પીંગળાવિ પ્રીતમ, પ્રેમ પાસમાં ઘેરી—
તને વહાલો કહું કે વેરી, તારી જંત્રી લાગે ઝેરી
રસીયો રસ સાગર રાતો...........ક્યાં૦

( ૨૭ )

કૃષ્ણ ગોપીયો—શરદ પુનમની રાત રળિયામણી, ખીલી સોહામણી
ઉગ્યો આનંદ ચંદ ચંદની પ્રકાશી ચીદા નંદમાં—

વાગે મોરલી માયાની મધુવનમાં
ઘુમે ગોપી ગોવિંદ ગો સંગમાં.........આનંદ૦
નવધા ભકિત નેહથી, ખેલે સારંગ સાથ,
ચાહે મુકિત ચરણમાં, ઉભી જોડી હાથ,
પ્રકૃતિ પુરૂષ સંગ, નાચે ઉમંગે રમે રસરંગે,
ડોલી આનંદે ધુમેછે આજે ઓંકાર જયકાર,

એકતારથી મચાવતી જગાવતી પ્રેમ ભકિતતાથી હરીને રીઝાવતી—શ૦
અનુપ સુંદર જોરી મનકો સોહાત અતિ દેખોદીન રેન ચાહે
એ સોહી રહત હય, શોભા અંગ અંગ દેવે ભુષણ જડાવ સખી,
પ્યારો પ્યારી સંગ મીલ રાસ એ રમત હય
મ્રદંગા નુપુર બજત ધા તીર કીટ તક ધા ધા તીર કીટ તક ધા ધા
તીર કીટ તકધા દીગ દીગ થુરરરરરા થઇ (૩)
પ્રીતસો ખેલત વ્રજ બનમે તતતતથઇયા (૪) હાંરે તતથઇયા (૨)
તાતત થઇયા તતતત થઇયા......

( ૨૮ )

**સુદામો**—મુંઝાવીશ મને મારે જવા દે કૃષ્ણ દ્વારે,
ખલકના ખેલ છે ખોટા જેવા પાણીના પરપોટા
માથે ભય મોતનો ધારે જવાદે કૃષ્ણને દ્વારે
શીખામણ માની લે શાણા મેળવને ભકિતનાં નાણાં
ત્રીકમ વિણ કો નહિ તારે—જવાદે૦

**રાધા**—

( ૨૯ )

મોહન માયા વિસારી અમને મારીને પ્રભુ મથુરાં સીધાવો
તમે કાયા ને અમે છાંયા છબીલા પાળ્યા તો પાર ઉતારો,
સુખડાં ચખાડી પ્રભુ દુખડાં ન દઇયે મારા કહીને નહિ મારો,
દીલડાના જાણુ તમને ઝાઝું શું કહીએ અળગાં કર્યે નથી આરો
સારસનો સ્નેહ પ્રભુ મીનની માયા પ્રાણ હરીને પધારો.

( ૩૦ )

રૂક્ષમણી—ન કરરે હો પીયુ પીયુ પપઈયા પુકાર
શીદ મારે તું મોઘમ માર હજી હુંધું કુંવારી નાર
તણુખ તણુખ આ તનડું તલપે કાળજ કાં તું સાર
તનમાં લગાડી મુને તાલાવેલી ઘેલી કરી આવાર—

( ૩૧ )

રાધા—કોઈ દેખાડો રે મારો કાનો મને છોડી ગયો
વ્રજનો વિહારી ક્યાં ગીરિવરધારી ક્યાં
જીવનનો ક્યાં છે જીવન પ્રાણરે—
મીઠો માવલીગો થયો મનડાંનો મેલો
રાખી રઝળતી મને રાનરે......

( ૩૨ )

રાધા—ભજ ભજરે મન મારા તું કૃષ્ણ કૃષ્ણ નામ
જગજાળ ત્યજી માયા મુકીને ભક્તિ પ્રભુની કરી લે
તન મન ધન અરપણ કરી ચરણે
પાન કરીલે હરિ રસધાનું..............કૃષ્ણ૦

( ૩૩ )

રૂક્મણી—હરિ હાથ ઝાલી ઉગારો આ દાસી તમારી
પુરી મનડાની આશ આપો અરીને ત્રાસ
શ્રીકૃષ્ણ કર સાહી લેજો ઉગારી.........ઉગારો૦
પળમાં રાયને રંક બનાવો પળમાં રંકને રાય
નૃસિંહ રૂપે પ્રહલાદને બચાવ્યો દાસીને કરજો સહાય—

કૃષ્ણ— ( ૩૪ )

મુજ ભક્તોને અતિ ભય ભરતા ખળ અભિમાન ઉરમાં ધરતા
કર્મ કુડાં કરતા નહિ ડરતા નીર્ભય થઇ જગમાંહી વિચરતા

તન મન ધન મને અર્પણ કરીને નિશદીન ભક્તિ રદયે ભરતા
વિશ્વ વિષે વપુ કષ્ટ સહીને અંત સમે મમ માંહી ઠરતા
નીર્દય નિશિચર નિર્ભય ફરતા અવની પરે અતી ત્રાસ કરતા
કર્મ સંજોગે આવી મળતા ફેરા ફોગટ શાને કરતા
મેળો મળીયો મનુષ્ય દેહનો ચેતો ત્વરા શું ચાળા કરતા.

( ૩૫ )

**સુદામો, કૃષ્ણ**—દામોદર દીન દયાળ દાસ ભુલી જો જો જતા
પુરૂષોતમ પાંગુળ પાળ કૃષ્ણ ભુલી જો જો જતા
સર રદય હંસલા મારા શુભ પ્રેમ મોતી ચરનારા
જીવન બંધુ મુજ પ્રાણ...........ભુલી૦

---

## અંક ત્રીજો.

( ૩૬ )

**સરસ્વતી, સુદામો**—સાધોને સ્નેહે સારંગ પાણી
કે જેથી મળે મુક્તિની કમાણી—સાધો૦
જે નર સાધે સાધનારે તે પામે ભવપાર
તાપ ત્રિવિધ ટળેછે તનના જ્યાં રીઝે કીરતાર
હરિ એવા કૃષ્ણ છે કલ્યાણી........સાધો૦
દ્વારા મતિ જાઉં વેગી વાલી નીરખું નંદકુમાર
ભેટું ભાવે જઈ ભુદરાને વીઠ્ઠલ કરશે વ્હારે
હરિ હર દામોદર કૃષ્ણ છે દાણી—

**કૃષ્ણ**— ( ૩૭ )

શ્રી સુખદપુર સોહામણું, દુનીયા ઉપર દ્વારાપતી
ગુણ ગર્જના સાગર કરે, ગંગા વહે જ્યાં ગોમતી

ત્યાં વરસે યાદવ કુળમણી, ભયહારી ભુપતી ભુપના
કલ્યાણકારી કૃષ્ણ કોટીક, અર્કઈંદુ સ્વરૂપના
લખીતંગ કુંદનપુરી થકી, રૂક્ષમણી ચરણરજ કીંકરી
મોહન તમારા મોહમાં, અન ઉદક બેઠી પરહરી
શીશુપાળ વરવા આવીયો, અભીમાન અંતરમાં ધરી
ઘેરી લીધી આ ગામને, અમુઝાય દળ દેખી અરી
વીતશે દીવસ જો લગ્નનો, તો તજીશ મારા પ્રાણને
થોડું લખ્યું ઘણું માનજો, સંક્ષેપ માત્ર સુજાણને
કુંદનપુરમાં કંથ મળજો, વહેલા બાગમાં
પ્રેમે નીરખીશ પંથ, આવીશ અંબા પુજવા.

( ૩૮ )

**રૂક્ષ્મણી**–કહેનેશે દીન જાયેરે વાલા વિના
દીલમાં કાંઈ કાંઈ થાયેરે—વાલા વિના૦
સેજમાં સુતાં ઉંઘ ન આવેરે ભોજનીયાં તો જરા ન ભાવેરે
સ્વપ્ના માંહી સતાવેરે (૩) વાલા૦
પ્રેમની પીડા તે કોઇ નજાણેરે જેને કહીયે તે ગાંડી પ્રમાણેરે
બાળેછે અગ્નિ આ ટાણેરે (૩) વાલા વિના૦

( ૩૯ )

**રૂક્ષ્મણી કૃષ્ણ**–વ્હાલા વિભુ વાર કરી દાસી આ ઉગારી છે
તુજ સમ ન ધરામાં રસીલી—વિભુ૦
એ...ચોર્યું છે ચિત તુજ ભકિએ અલબેલડી
પ્રભુત પાળ ભકતોના બેલી
પ્રીતીના પ્યાસી દીસો અવિનાશી—વિભુ૦

(૪૦)

રાધા—જોવું નથી આ જગત હવે હું મોરલીધરને મળવાની
આશ નથી ઉર અવર સુખની ભુદર ભેગી ભળવાની
નામ કૃષ્ણનું કામ કૃષ્ણનું, ભવિષ્યમાં હું ભલવાની;
હરિરસ પીવા લ્હાવો લેવા, ધ્યાન ધણીનું ધરવાની,
સગપણ સાચું પ્રભુ વિણ કાચું, વિઠ્ઠલવરને વરવાની.

(૪૧)

રાધા કૃષ્ણ—એક પ્રેમથી ભકિત કરી મુજ આશ મળવાની
આજે ઉમંગે કૃષ્ણ સંગે રાધે ભળવાની
સુખી થાઓ ન મુંઝાઓ સ્નેહ મુજથી નીભાવ્યો
દાસ ભકિતથી રાધે તેં બનાવ્યો—
વ્હાલાજી બચાવી દુખમાં આવી મોરલી નાદમાં નચાવી
હવે રૂપમાં મીલાવો—સુખી૦
રાધે મુજ રૂપમાં મળી જવાની, કૃષ્ણ કૃષ્ણથી તરી જવાની
ખાનપાન તેનું નહિ ભાન મળતાં શ્યામ હર્ષે છે હામ
હતી નીરાશ સુખની આશા
આવી મુજ અંકમાં સમાઓ—સુખી૦

છોકરા, સુદામો— (૪૨)

સહુ મળી આવો ડોસાને ઉઠાવો, ઠોસા બાજી તેના પર ચલાવો
ભાઈ ન મારો કાંઇ વિચારો પાય પડીને હું માગું છું માફ
પગ પકડીને બાંધો જકડીને મારો મચડીને લાત લગાવો
રાજી થઇ રંગ જમાવો માર ખાતો સુદામાને બચાવો—

( ૪૩ )

રાણીઓ—આવો બહેનો આવો મોતી થાળ લાવો
પ્રભુજીના ભક્તો વધાવવારે—આવો૦
અતરદાની પાનદાની પ્રીતેથી લાવો
અબીલ ગુલાલ વરસાવો મનભાવો
સુપાન પક્વાનો લઈ આવો—આવો૦

( ૪૪ )

કૃષ્ણ, સુદામો—બંધુ આવીને લેજો સંભાળ
કૃષ્ણ ન ભુલું શરણમાં ઝુલું
જો જો સુખ ધામા સુનામા વિસામા સુદામા
પ્રેમના પોષક સંકટ શોષક
હું છું તમારો સુદામા (૩)

( ૪૫ )

નારદજી—ગાને ગોવીંદ ગિરધારી માધવ મોરલીધર મોરારી
ભજીલે ભુદરજી ભયહારી કેશવ કાનડ કુંજ વિહારી
જપીલે જગજીવન જયકારી બાળ મુકુંદા બંસી ધારી

( ૪૬ )

સુદામો—ભુધરનાં ભરમાવોરે ભક્ત જનોને—ભુધર૦
મનોહર મહેલ તારા મુજને લાગેછે ખારા
ત્રીકમજી કાં મુજને તલસાવોરે—ભક્ત૦
ઝુપલડી ક્યાં છે મારી પતિવ્રતા ક્યાં છે નારી
રાંકનાં બાલુડાં બતાવોરે—ભક્ત૦

( ૪૭ )

સરસ્વતી, સુદામો—પ્રાણ પ્યારા પધારો પીયુજી આવાશ
દુષ્ટ જાને દુર શીદ થાવે ક્રુર
શ્યામ હું તો તમારી તે નીરભાગી નાર
ફંદો રચીને ફોગટ તું ફસાવે
દુર કેમ જાઓ નમેરા ન થાઓ ઓરા ઓરા આવો
દીનબંધુ ત્રુઠયા છે ત્રીકમજી નીરધાર.

( ૪૮ )

સર્વ પાત્રો—નટવર નગધર કમળા કાન્ત હા સાગર શાન્ત
અજર અમર શ્રીવર ભુવર કેશવ કરો કલ્યાણ
મદ મર્દન ભગવંત અનુપ પુરૂષોતમ પરબ્રહ્મ સ્વરૂપ
સુખકર જયકર રસભર ભારત ભુમીમાં કૃપા નીધાન.



અખુટ કઉવત આપનારી

# આતંક નિગ્રહ ગોળીયો.

તદન વનસ્પતીની.

આ ગોળીઓ સ્ત્રી પુરૂષોએ બંનેને એક સરખી ઉપયોગી, અતી પઉષ્ટીક, પુરૂષત્વ આપનાર, લોહીની શુધ્ધિ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા. કિમન્ત ગોળી ૩ર બત્રીસની ડબી ૧ નો રૂપિયો એક.

વઇદ શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,.

આતંક નિગ્રહ અઉષધાલય.

હેડ ઓફીસ.........જામનગર........કાઠીયાવાડ

બ્રાંચ નંબર ૧......મુંબઇ............કાલબાદેવી રોડ

બ્રાંચ નંબર ૨......કલકતા............હેરીસન રોડ

બ્રાંચ નંબર ૩.........પુના............બુધવાર પેઠ

# જાહેર ખબર.

નિચે મુજબ હિમતથી નાટકના ઓપેરાની ચોપડીઓ જે સાહેબોને જોઈતી હશે તેને રોકડે પૈસે "વાંકાનેર આર્ય હિત વર્ધક" નાટક કંપની પાસેથી મળશેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| જગતસિંહ | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શઈલબાળા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નર્મદા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શુરવીરશિવાજી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ઈન્દુમતી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ધ્રોવકુમાર | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| હરિશ્ચંદ્ર | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ભક્તરાજ પિપાજી | નાટક | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સંસારીસાવિત્રી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નરસિંહ મહેતો | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મીરાંબાઈ | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મીરાંબાઈ નાટક ભાષણ સહિત | | | ... | ૦—૮—૦ |

ઉપરનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળશે, તેમજ ગુજરાતના તમામ નામીચા શહેરોમાં અમોરી કંપનીના દરેક એજંટો પાસેથી મળશે.

**ગ્રંથકર્તા.**